યોજનાર-બ્રહ્મનિષ્ઠ ના..

પંડિતજી મહારાજ.

વૈશ્યોના હિતાર્થે પ્રકટ કરનાર

# સોની મણિલાલ ગોપાળદાસ.

ભરૂચ—વેજલપોર.


પ્રતિ ૧૦૦૦

અમદાવાદ-ખમાસાના ચકલે નિર્મળ પ્રિન્ટિંગ પ્રેસમાં
લલ્લુભાઇ ઇશ્વરદાસ ત્રિવેદીએ છાપ્યું.

શાકે ૧૮૨૬. સંવત ૧૯૬૦ સને

# ॥ श्री वैश्याह्निक प्रकाश ॥

યોજનાર-બ્રહ્મનિષ્ઠ નૈષ્ઠિક બ્રહ્મચારી
પંડિતજી મહારાજ.

વૈશ્યોના હિતાર્થે પ્રકટ કરનાર
સોની મણિલાલ ગોપાળદાસ.
ભરૂચ—વેજલપોર.

પ્રતિ ૧૦૦૦

અમદાવાદ-ખમાસાના ચકલે નિર્મળ પ્રિન્ટિંગ પ્રેસમાં
લલ્લુભાઇ ઇશ્વરદાસ ત્રિવેદીએ છાપ્યું.

શાકે ૧૮૨૬. સંવત્ ૧૯૬૧. સને ૧૯૦૫.

# વિજ્ઞાપના.

સુજ્ઞજનો! આપણા ધર્મપુસ્તકોમાં સમર્થ મહાત્મા પુરૂષોએ તેમજ શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં સાક્ષાત્ કૃષ્ણ પરમાત્માએ સ્વમુખે કહ્યું છે કે મનુષ્યનું અંતઃકરણ કર્મ વગર શુદ્ધ થતું નથી. અને હરેક મનુષ્ય કોઇપણ જાતનું કર્મ કર્યા વગર રહી શકતો નથી, પરંતુ સત્કર્મથી પોતાના આત્માની ઉન્નતી કરી કૃતાર્થ થવું એ સર્વોત્તમ અને મનુષ્ય જન્મનું સાફલ્ય છે.

હાલ કેટલાક સદ્‌ગૃહસ્થોની એવી બાબતની અભિલાષા હોવાથી આ 'આહ્નિક' કે જે એક બ્રહ્મનિષ્ઠ પંડિતજી મહારાજ થોડાંક વર્ષ ઉપર ભરૂચ-વેજલપોરમાં પધારેલા, તેમણે વૈશ્યોના ઉપર કૃપા કરી સ્વહસ્તે તૈયાર કરેલું, તે છપાવી બહાર પાડવાનું યોગ્ય લાગવાથી આ પ્રવૃત્તિ કરેલી છે, તો સંસ્કારી સજ્જનો એનો સદ્‌ઉપયોગ કરી તે પવિત્ર સત્પુરૂષના શ્રમને સફળ કરી મને આભારી કરશો.

ભરૂચ—વેજલપોર. લી. સેવક.

૧૯૭૫ મકરસંક્રાંતિ. પ્રકટ કરનાર.

श्रीगणेशाय नमः ॥ श्री गोपीजन वल्लभाय नमः ॥

# ॥ अथ वैश्याह्निक प्रारंभः ॥

સ્વસ્થ માણસે ધર્મ અને આયુષ્યની વૃદ્ધિ તથા રક્ષણ માટે પાછલી છ ઘડી, ચાર ઘડી અથવા બે ઘડી રાત્રિ રહે ત્યારે નિદ્રાનો ત્યાગ કરી ઇષ્ટ દેવતાનું નીચે પ્રમાણે સ્મરણ કરવું:—

त्रैलोक्य चैतन्य मयादि देव, श्री नाथ विष्णो भवदाज्ञयैव॥
प्रातः समुत्थाय तव प्रियार्थं, संसार यात्रा मनु वर्त्तयिष्ये ।१।

सीताराम ॥ राधाकृष्ण ॥ गौरीशंकर ॥ लक्ष्मीनारायण ॥ सच्चिदानन्द ॥

ઇત્યાદિ નામ સ્મરણ કરીને બ્રાહ્મણ, ગાય, પ્રદીપ્ત અગ્નિ, સુવર્ણ, ઘી, સૂર્ય મણ્ડલ, પાણી, કિંવા રાજા ઇત્યાદિ માંગલિક પદાર્થોનું અવલોકન કરવું. પછી નીચેના મંત્રથી પૃથ્વિની ક્ષમા માગવી.

समुद्र वसने देवि पर्वत स्तन मण्डले ॥
विष्णु पत्नि नमस्तुभ्यं पाद स्पर्शं क्षमस्व मे ॥ १ ॥

પછી ઉઠીને ત્રણ કોગળા કરી, ચક્ષુ તથા શ્રોત્રને પાણીનો સ્પર્શ કરવો, પછી મલમૂત્રનો ત્યાગ કરવા જવું. તે વખત કંઠીને વા જનોઇને દક્ષિણ કાનમાં ઘાલી માથે વસ્ત્ર વીંટાળવું. તથા પ્રાતઃકાલ, સાયંકાલ અને દિવસે ઉત્તરાભિમુખે મલમૂત્રનો ત્યાગ કરવો, અને રાત્રે દક્ષિણાભિમુખે મલમૂત્રનો ત્યાગ કરવો. મલ ત્યાગ કર્યા પછી લિંગમાં એકવાર, ગુદાઉપર ત્રણવાર મૃત્તિકા લગાડીને ધોવી. પછી ડાબા હાથમાં દશવાર, બંને હાથમાં સાતવાર, અને બંને પગમાં એક એકવાર એ પ્રમાણે મૃત્તિકા લગાડીને ધોવા. પછી આઠ કોગળા કરવા. રાત્રિએ એથી અર્ધું શૌચ જાણવું, ને રોગીએ રાત્રીથી અર્ધું શૌચ કરવું, ને સ્ત્રી, શૂદ્ર ને બાળકે રોગિથી અર્ધું શૌચ કરવું.

---

## અથ દન્તધાવન વિધિ.

આકડો, લીંબડો, મહુડો, વડ, કરંજ, પીંપર, બોરડી, ખેર, આંબલી, બિલી, ઉંમર, આંબો, કદંબ, ચંપક, અઘેડો, દાડમ, પીલુડી, આસેત્રો, ઇન્દ્રજવ, તગર, રાયણ, નારંગી, બપોરીયો, વગેરે વૃક્ષોનું દાતણ આશરે ૧૦ આંગળ લાંબુ લઈને ઉત્તરાભિમુખે બેસીને કરવું. તે વખત નીચેનો મંત્ર ભણવો.

आयुर्बलं यशो वर्च्चः प्रजाः पशून् वसूनि च ॥
विष्णु प्रज्ञां च मेधां च त्वंनो धेहि वनस्पते ॥ १ ॥

દાતણ કર્યા પછી બાર કોગળા કરીને નીચેનો મંત્ર ભણી જવો.

प्रह्लाद नारद पराशर पुण्डरीक ।
व्यासांबरीष शुक शौनक भीष्म दाल्भ्यान् ॥
रुक्मांगदा र्जुन वसिष्ट विभीषणादीन् ।
पुण्यानिमान् परम भागवता न्त्स्मरामि ॥ १ ॥

---

## અથ સ્નાન વિધિ

પ્રથમ નીચેના મંત્રોથી બે આચમન કરી શિખા બાંધવી.

॥ अच्युताय नमः ॥१॥ अनन्ताय नमः ॥२॥ गोविन्दाय विद्महे गोपी वल्लभाय धीमहि तन्नः कृष्णः प्रचोदयात् ॥

એ ગાયત્રી મંત્રથી શિખા બાંધી હાથમાં પાણી લઈ નીચે પ્રમાણે સંકલ્પ કરવો.

अत्राद्य महा मांगल्य फल प्रद अमुक मासे अमुक पक्षे अमुक तिथौ अमुक वासरे अमुक नक्षत्रे अमुक राशि स्थिते चन्द्रे अमुक राशि स्थिते सूर्ये अमुक राशि स्थिते

देव गुरौ एवं ग्रह गण विशिष्टायां शुभ पुण्य तिथौ ममात्मनः पुराणोक्त फल प्राप्त्यर्थं अमुक तीर्थे प्रातः स्नान महं करिष्ये ॥

એ રીતે ભણીને સંકલ્પનું પાણી છોડી નીચેના મંત્રોથી કેડે, ઢગરાએ, ઊરુએ, જાંગોએ, પગે, તથા હાથોએ મૃત્તિકા લેપન કરવી.

अश्व क्रान्ते रथ क्रान्ते विष्णु क्रान्ते वसुन्धरे ॥
उध्धृतासि वराहेण कृष्णेन शत बाहुना ॥ १ ॥
मृत्तिके हर मे पापं यन्मया पूर्व सञ्चितम् ॥
त्वया हृतेन पापेन सर्व पापैः प्रमुच्यते ॥ २ ॥

પછી જલને પ્રદક્ષિણા ક્રમથી અભિમંત્રણ નીચેના મંત્રથી કરવું.

पापोऽहं पाप कर्माहं पापात्मा पाप संभवः ॥
त्राहिमां पुण्डरीकाक्षः सर्व पाप हरो हरिः ॥ १ ॥

પછી પૂર્વાભિમુખે અથવા પ્રવાહાભિમુખે નીચેનો મંત્ર ભણતાં સ્નાન કરવું.

पुष्कराद्यानि तीर्थानि गंगाद्याः सरित स्तथा ॥
आगच्छन्तु पवित्राणि स्नान काले सदा मम ॥ १ ॥

સ્નાન કર્યા પછી નીચેના મંત્રોથી બે આચમન કરવાં.

अच्युताय नमः ॥ १ ॥ अनन्ताय नमः ॥ २

પછી ગાયત્રી મંત્રથી શિખા બાંધી ડાબા હાથમાં પાણી લઈને જમણા હાથની મધ્યમા તથા અનામિકાથી અથવા જમણા હાથમાં દર્ભ લઈને અથવા જમણા હાથની અનામિકામાં સુવર્ણ, રૂપૂ, તથા તાંબાની પવિત્રીથી (પવિત્રી પિતા ન હોય તેણેજ પેહેરવી.) હૃદયે તથા માથે નીચેના મંત્રથી માર્જન કરવું.

सर्व तीर्थात्मिका ह्यापः पावन्यः पाप नाशकाः ॥
आभिस्तंमार्जनं कुर्वे त्रिरावृत्त्या पुनः पुनः ॥ ३ ॥

પછી નીચેના મંત્રથી જલમાં પ્રાણાયામ (અઘમર્ષણ ) કરવું.

कृष्ण वर्ण पद द्वन्द्व मंगुष्ठ परिमाणकम् ॥
खड्ग चर्म धरं पापं वाम कुक्षौ विचिन्तयेत् ॥ ३ ॥

એ અઘમર્ષણ કરીને બે આચમન પૂર્વવત્ કરવાં. પછી સૂકું વસ્ત્ર પેહેરવું તથા બીજું ઉત્તરીય વસ્ત્ર ઓઢવું.

ઇતિ સ્નાન વિધિ.

---

## અથ સંધ્યા પ્રયોગ.

પ્રથમ નીચે પ્રમાણે તિલક ધારણ કરવું.

**केशवाय नमः** ॥ લલાટે ॥ **नारायणाय नमः** ॥ ઉદરે ॥ **माधवाय नमः** ॥ હૃદયે ॥ **गोविन्दाय नमः** ॥ કંઠે ॥**विष्णवे नमः**॥ દક્ષિણ કુક્ષૌ ॥ **मधु सूदनाय नमः** ॥ દક્ષિણ બાહૌ ॥ **त्रिविक्रमाय नमः** ॥ કંઠ દક્ષિણ પાર્શ્વે ॥ **वामनाय नमः** ॥ વામ કુક્ષૌ ॥ **श्रीधराय नमः** ॥ વામ બાહૌ ॥ **हृषीकेशाय नमः** ॥ કંઠ વામ પાર્શ્વે **पद्मनाभाय नमः** ॥ પૃષ્ઠે ॥ **दामोदराय नमः** ॥ કંઠ પૃષ્ઠે ॥ **वासुदेवाय नमः** ॥ સર્વે મસ્તકે ॥

પછી નીચે લખેલો ગાયત્રી મંત્ર બોલી શિખા બાંધવી.

**गोविन्दाय विद्महे गोपी वल्लभाय धीमहि तन्नः कृष्णः प्रचोदयात्** ॥

પછી નીચે લખેલાં ત્રણ નામથી ત્રણ આચમન કરવાં. તે એવી રીતે કે અંગુઠો તથા કનિષ્ઠિકા છોડીને ત્રણ આંગળાં એકઠાં રહે અર્થાત્ ગોકર્ણવત્ હાથ રહે, તેમાં માષમગ્ન પાણી લેવું ને હથેલીના મધ્યમાંથી સડકો ન બોલે એવી રીતે આચમન કરવાં, ને બાકીનાં નામ બોલી જવાં.

**केशवाय नमः ॥ १ ॥ नारायणाय नमः ॥ २ ॥ माधवाय नमः ॥ ३ ॥**

પછી હાથ ધોઇ નાંખવો.

विष्णवे नमः॥मधु सूदनाय नमः॥ त्रिविक्रमाय नमः ॥ वामनाय नमः ॥ श्रीधराय नमः ॥ हृषीकेशाय नमः ॥ पद्मनाभाय नमः ॥ दामोदराय नमः ॥ संकर्षणाय नमः ॥ वासुदेवाय नमः॥ प्रद्युम्नाय नमः॥ अनिरुद्धाय नमः॥ पुरुषोत्तमाय नमः॥ अधोक्षजाय नमः॥नारसिंहाय नमः॥अच्युताय नमः ॥ जनार्दनाय नमः ॥ उपेन्द्राय नमः ॥ हरये नमः ॥ श्री कृष्णाय नम ः ॥

નીચેનો મંત્ર બોલી પૂર્વવત્ માર્જન કરવું.

अपवित्रः पवित्रोवा सर्वा वस्थां गतोऽपिवा ॥ यःस्मरेत्पुण्डरीकाक्षं स बाह्या भ्यन्तरः शुचिः ॥ १ ॥ पुण्डरीकाक्षाय नमः ॥

પછી હાથમાં પાણી લઇને નીચે પ્રમાણે સંકલ્પ કરવો.

अत्राद्य महा मांगल्य फल प्रद अमुक मासे अमुक पक्षे अमुक तिथौ अमुक वासरे अमुक नक्षत्रे अमुक राशि स्थिते चन्द्रे अमुक राशि स्थिते सूर्ये अमुक राशि स्थिते देव गुरौ शेषेषु ग्रहेषु यथा यथा राशि स्थान स्थितेषु सत्सु एवं ग्रह गण विशेषण विशिष्टायां शुभ पुण्य तिथौ मम सकल दुरित निवृत्त्यर्थं प्रातः सन्ध्यो पासन महं करिष्ये ॥

એવી રીતે બોલીને પાણી છોડી દેવું. પછી આસન પ્રોક્ષણ કરીને તેને અંગુઠાથી નીચેનો મંત્ર ભણી સ્પર્શ કરવો.

भूत प्रेत पिशाचादि विघ्न कर्त्तृ निवारणं ।।
भवन्त्विति समुच्चार्य आसनं परिकल्पयेत् ॥ १ ॥

પછી પૂર્વવત્ નીચેનો મંત્ર ત્રણ વખત ભણી માર્જન કરવું.

सर्व तीर्थात्मिका ह्यापः पावन्यः पाप नाशकाः ॥
अभि संमार्ज्जनं कुर्वे त्रिरावृत्त्या पुनः पुनः ।। २ ॥

હવે નીચે લખેલા મંત્રોથી કર ન્યાસ કરવા.

गोविन्दाय अंगुष्ठाभ्यां नमः ॥ महीधराय तर्ज्जनीभ्यां नमः।। हृषीकेशाय मध्यमाभ्यां नमः॥ त्रिविक्रमाय अनामिकाभ्यां नमः ।। वासुदेवाय कनिष्ठिकाभ्यां नमः ॥ माधवाय करतल कर पृष्ठाभ्यां नमः ॥

એવીજ રીતે હૃદયાદિ ન્યાસ કરવા.

गोविन्दाय हृदयाय नमः ।। विद्महे शिरसे नमः ॥ गोपी वल्लभाय शिखायै वषट् ॥ धीमहि कवचाय हुं ॥ तन्नः कृष्णः नेत्र त्रयाय वौषट् ॥ प्रचोदयात् अस्त्राय फट् ॥

પછી હૃદયમાં ગાયત્રીનું ધ્યાન નીચેનો મંત્ર બોલી કરવું.

प्रातः सन्ध्यां कुमारीं रक्तां रक्त वस्त्रां हंस वाहनां ब्र-
ह्म रूपार्कं दैवत्त्यां गायत्रीं ध्यायेत् ॥

અથ પ્રાણાયામ.

અનામિકા તથા કનિષ્ઠિકાથી ડાબી નાસિકાને દબાવી જમણી નાસિકાથી શ્વાસ ચઢાવવો, તે વખત નીચે લખેલા ત્રણ ગાયત્રી મંત્ર ભણવા. ને તર્જની તથા મધ્યમા નાકના ઉપર રાખવી. પછી બેઉ નાસાપુટ દબાવવાં. ત્યારે પણ ત્રણ ગાયત્રી ભણવી. પછી અનામિકા તથા કનિષ્ઠિકાને છોડી ડાબી નાસિકાને શ્વાસ છોડવો, તથા જમણી નાસાપુટને અંગુઠાથી દબાવવી. છોડતી વખત પણ ત્રણ ગાયત્રીમંત્ર ભણવા. એવી રીતે ત્રણ પ્રાણાયામ કરવા. વાયુ પૂરવાને પૂરક, વાયુ રોકવાને કુંભક, ને છોડવાને રેચક કહેછે.

गोविन्दाय विद्महे गोपी वल्लभाय धीमहि तन्नः कृष्णः प्रचोदयात् ॥

પછી પૂર્વવત્ નીચે લખેલા મંત્રથી મંત્રાચમન કરવું.

कालवेदि ज्योति रूपे काम क्रोधादि नाशके ॥
जुहोमि रात्रिजं पापं सूर्य तेजसि निश्चितम् ॥ १ ॥
अच्युताय नमः ॥ २ ॥ अनन्ताय नमः ॥ ३ ॥

એવાં ત્રણ આચમન કરીને ફેર નીચેના મંત્રોથી પૂર્વવત્ માર્જન કરવું.

सर्व तीर्थात्मिका ह्यापः पावन्यः पाप नाशकाः ॥
अभि संमार्ज्जन ङ्कुर्वे त्रिरावृत्त्या पुनः पुनः ।। ३ ॥
भूम्यादि सर्व लोकस्य द्रष्टा साक्षा द्दिवाकरः ॥
अभि संमार्ज्जन ङ्कुर्वे तदुद्भूताभिरात्मनः ।। ४ ।।

પછી જમણો હાથ ગોકર્ણવત્ રાખી તેમાં પાણી લઇને જમણી નાસિકાને અડાડી રાખવું. તે વખત નીચેનો મંત્ર ભણતા જવું ને પાપપુરૂષનું વામકુખમાં ચિન્તન કરવું.

कृष्ण वर्ण पद द्वन्द्व मङ्गुष्ट परि माणकं ॥
खङ्ग चर्म धरं पापं वाम कुक्षौ विचिन्तयेत् ॥ १ ॥

પછી તે પાણીમાં શ્વાસ છોડીને વામભાગે हुं फट् એમ બોલીને જોયા વિના નાંખી દેવું. પછી એક આચમન કરીને અર્ઘ આપવા. તે એવી રીતે કે બેઉ હાથની અંજલીમાં પાણી, ગંધ તથા પુષ્પ લેવું, પણ અંગુઠાનો તથા તર્જનીનો સ્પર્શ ન થાય એવી રીતે લેવું. પછી ઉભા થઇને નીચે લખેલા ગાયત્રીમંત્રથી ત્રણ અર્ઘ આપવા.

गोविन्दाय विद्महे गोपी वल्लभाय धीमहि तन्नः कृष्णः

प्रचोदयात् ॥ श्री गोपीजन वल्लभ स्वरूपिणे सूर्याय इद-मर्घ्यं दत्तं न मम ॥

એવી રીતે બોલીને ગંધ પુષ્પસહિત અંજલીનું પાણી સૂર્ય તરફ જોઇને ઊંચું ફેંકવું. પછી જમણા હાથના અંગુઠાથી બેઉ નાસિકાને, બેઉ ચક્ષુને, બેઉ કર્ણને સ્પર્શ કરવો. એવી રીતે ત્રણ અર્ઘ આપવા. પછી જમણા હાથમાં પાણી લઇ તેની ઉપર ડાબો હાથ ઢાંકીને નીચેના મંત્રથી પ્રદક્ષિણા કરવી.

असौ भानुः श्री कृष्णः ॥

પછી અંજલીનું પાણી છોડીને બે આચમન કરવાં.

अच्युताय नमः ॥१॥ अनन्ताय नमः ॥ २ ॥

પછી અંજલી સરખા બેઉ હાથ રાખીને નીચેના મંત્રોથી સૂર્યોપસ્થાન કરવું.

ध्येयः सदा सवितृ मण्डल मध्य वर्त्ती नारायणः सर सि जासन सन्निविष्टः ॥ केयूर वान् मकर कुण्डलवान् कि-रीटी हारी हिरणमय वपु धृंत शंख चक्रः ॥ १ ॥ शंख च-क्र गदा पाणे द्वारका निलया च्युत ॥ गोविन्द पुण्डरीका-क्ष रक्ष मां शरणागतम् ॥ २ ॥

એવી રીતે ઉપસ્થાન કરીને નીચેના મંત્રોથી નમસ્કાર કરવા.

प्रात मध्याह्न वेलायां त्रिमूर्त्या म्नाय मारुताम् ॥ चतुर्विंश द्वर्ण रूपां गायत्र्यैव नमो नमः ॥ १ ॥ नमः सवित्रे जगदेक चक्षुषे जगत्प्रसूति स्थिति नाश हेतवे ॥ त्रयी मयाय त्रिगुणात्म धारिणे विरञ्चि नारायण शङ्करात्मने ॥२॥ इति रवि मण्डलस्थाय गोप गोपी परिवृताय श्री कृष्णाय नमो नमः ॥

એ પ્રકારે નમસ્કાર કરી નીચે બેસી હાથમાં પાણી લઈને નીચે પ્રમાણે ભણવું.

अस्यश्री कृष्ण गायत्री महा मंत्रस्य नारद ऋषिः गायत्री च्छन्दः श्री कृष्ण परमात्मा देवता क्लीं बीजं विद्महे शक्तिः प्रचोदयात् कीलकं मम धर्मार्थ कामना सिद्धयर्थे जपे विनियोगः ॥

એ પ્રકારે ભણીને પાણી છોડવું. પછી નીચે પ્રમાણે ન્યાસ કરવા.

गोविन्दाय अंगुष्ठाभ्यां नमः ॥ महीधराय तर्ज्जनीभ्यां नमः ॥ हृषीकेशाय मध्यमाभ्यां नमः ॥ त्रिविक्रमाय अनामिकाभ्यां नमः ॥ वासुदेवाय कनिष्ठिकाभ्यां नमः ॥ माधवाय कर तल कर पृष्ठाभ्यां नमः ॥

પછી ષડંગ ન્યાસ નીચે પ્રમાણે કરવા.

गोविन्दाय हृदयाय नमः ॥ विद्महे शिरसे नमः ॥ गोपी वल्लभाय शिखायै वषट् ॥ धीमहि कवचाय हुं ॥ तन्नः कृष्णः नेत्र त्रयाय वौषट् ॥ प्रचोदयात् अस्त्राय फट् ॥

એ પ્રમાણે ષડંગ ન્યાસ કરીને તુલસીનાં વા કમલાક્ષની વા ચંદનની વા સ્ફટીકની માલાથી નીચે લખેલા ગાયત્રીમંત્રથી એકસોઆઠ વા અઠાવીશ વા દશ જપ કરવા.

गोविन्दाय विद्महे गोपी वल्लभाय धीमहि तन्नः कृष्णः प्रचोदयात् ॥

પછી નીચેપ્રમાણે ષડંગ ન્યાસ કરવા.

गोविन्दाय हृदयाय नमः ॥ विद्महे शिरसे नमः ॥ गोपी वल्लभाय शिखायै वषट् ॥ धीमहि कवचाय हुं ॥ तन्नः कृष्णः नेत्र त्रयाय वौषट् ॥ प्रचोदयात् अस्त्राय फट् ॥

પછી ઉભા થઈને પ્રદક્ષિણાપૂર્વક દિગ્દેવતાઓને નમસ્કાર નીચેના મંત્રોથી કરવા.

पूर्वे वसन्ति ये देवा स्तद्देवेभ्यो नमो नमः ॥ याम्ये वसन्ति ये देवा स्तद्देवेभ्यो नमो नमः ॥ प्रतीच्यां वसन्ति ये देवा स्तद्देवेभ्यो नमो नमः ॥ सौम्यां वसन्ति ये देवा स्तद्देवेभ्यो नमो नमः ॥ ऊर्ध्वे वसन्ति ये देवा स्तद्देवेभ्यो नमो नमः अधोवसन्ति ये देवा स्तद्देवेभ्यो नमो नमः ॥

मध्ये वसन्ति ये देवा स्त देवेभ्यो नमो नमः ॥

પછી હાથમાં પાણી લઇને નીચે પ્રમાણે જપ સમર્પણ કરવા.

अनेन यथा शक्ति गायत्री जप कृतेन श्री गोपीजन वल्लभ स्वरूपी सूर्य नारायणः प्रीयतां न मम ॥ श्री कृष्णार्पणमस्तु ॥

પછી જમણા હાથની તર્જની અને મધ્યમાથી ડાબો કાન પકડવો, તથા ડાબા હાથની તર્જની અને મધ્યમાથી જમણો કાન પકડવો ને નીચે પ્રમાણે ભણવું.

काश्यपम् गोत्रोत्पन्नोऽहं अमुक गुप्तोऽहं ॥

પછી નીચેપ્રમાણે નમસ્કાર કરવા.

सर्वेभ्यो ऋषिभ्यो नमो नमः ॥ सर्वेभ्यो ब्राह्मणेभ्यो नमो नमः ॥ श्री गुरुभ्यो नमः ॥ पितृभ्यो नमः॥ मातृभ्यो नमः ॥ समस्त पूर्वजेभ्यो नमो नमः ॥

પછી બે આચમન કરવાં.

अच्युताय नमः ॥ १ अनन्ताय नमः ॥ २ ॥

નીચેના મંત્રથી હસ્ત પ્રક્ષાલન કરવો.

गोविन्दाय नमः ॥

પછી નીચેના મંત્રથી ઈશ્વરની સ્તુતિ કરવી.

यस्य स्मृत्त्या च नामोक्त्या तपः सन्ध्या क्रियादिषु ॥ न्यूनं संपूर्णतां याति सद्यो वन्देत मच्युतम् ॥ १ ॥ विष्णवे नमः ॥ विष्णवे नमः ॥ विष्णवे नमः ॥

ઇતિ પ્રાતઃ સંધ્યા સમાપ્ત.

---

## અથ દેવ પૂજા પ્રારંભ.

પૂર્વવત્ આચમન કરીને પ્રાણાયામ કરવા. પછી હાથ જોડીને નીચે પ્રમાણે ભણવું.

सुमुखश्चैक दन्तश्च कपिलो गज कर्णकः ॥ लंबोदरश्च विकटो विघ्ननाशो विनायकः ॥ धूम्रकेतु र्गणाध्यक्षो भाल चन्द्रो गजाननः ॥ द्वादशैतानि नामानि यःपठेच्छृणुया दपि ॥ विद्यारंभे विवाहेच प्रवेशे निर्गमे तथा ॥ संग्रामे संकटे चैव विघ्न स्तस्य न जायते ॥ शुक्लांबर धरं देवं शशि वर्ण चतुर्भुजं ॥ प्रसन्न वदनं ध्याये त्सर्व विघ्नो पशान्तये ॥ लाभस्तेषां जयस्तेषां कुतस्तेषां पराजयः ॥ येषा मिन्दीवर श्यामो हृदयस्थो जनार्दनः॥ अभीप्सितार्थ सिद्ध्यर्थं पूजितो यः सुरासुरैः ॥ सर्व विघ्न हरे त्तस्मै गणाधिपतये नमः ॥ सर्व मंगल मांगल्ये शिवे सर्वार्थ साधिके ॥ शरण्ये त्र्यंबके

गौरि नारायणि नमोऽस्तुते ॥ सर्वदा सर्व कार्येषु नास्तितेषाममंगलं ॥ येषा हृदिस्थो भगवान् मंगलायतनो हरिः ॥ तदेव लग्नं सुदीनंतदेव ताराबलं चन्द्रबलं तदेव ॥ विद्याबलं दैवबलं तदेव लक्ष्मीपते तेंऽघ्रियुगं स्मरामि ॥ यत्र योगीश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ॥ तत्र श्री विजयो भूति र्ध्रुवा नीति र्मति र्मम ॥ सर्वेष्वारंभ कार्येषु त्रय स्त्रि भुवनेश्वराः ॥ देवादि सन्तु नःसिद्धि ब्रह्मेशान जनार्दनाः ॥

પછી નીચેપ્રમાણે નમસ્કાર કરવા.

लक्ष्मी नारायणाभ्यां नमः ॥ उमा महेश्वराभ्यां नमः ॥ शची पुरन्दराभ्यां नमः ॥ इष्ट देवताभ्यो नमः ॥ कुल देवताभ्यो नमः ॥ ग्राम देवताभ्यो नमः ॥ वास्तु देवताभ्यो नमः ॥ सर्वेभ्यो देवेभ्यो नमः ॥ सर्वेभ्यो ब्राह्मणेभ्यो नमः ॥

હવે ગંધાક્ષત પુષ્પ સહિત હાથમાં પાણી લઇને નીચેપ્રમાણે ભણવું.

श्री मद्भगवतो महा पुरुषस्य विष्णो राज्ञया प्रवर्त्त मानस्य अद्य श्री ब्रह्मणो द्वितीये परार्धे श्री श्वेत वाराह कल्पे वैवस्वत मन्वन्तरे अष्टा विंशति तमे कलियुगे प्रथम चरणे भूर्लोके भारत खण्डे जंबुद्वीपे आर्या वर्तान्तर्गत गुर्जर देशे

श्री महा नद्यायां नर्मदाया उत्तरे दिग्भागे श्री विष्णो र्बुद्धा वतारे श्रीमन्नृप शालि वाहन शाके अस्मिन् वर्त्तमाने अमुक नाम संवत्सरे अमुकायने अमुक ऋतौ अमुक मासे अमुक पक्षे अमुक तिथौ अमुक वासरे अमुक नक्षत्रे अमुक राशि स्थिते चन्द्रे अमुक राशि स्थिते सूर्ये अमुक राशि स्थिते दे- वगुरौ शेषेषु ग्रहेषु यथा यथा राशि स्थान स्थितेषु सत्सु एवं ग्रह गण विशेषण विशिष्टायां शुभ पुण्य तिथौ ममात्म- नः पुराणोक्त फल प्राप्त्यर्थं श्री कृष्ण देवता प्रीत्यर्थं यथा ज्ञानेन यथा मीलितोपचारैः षोडशोपचारैः पूजनाद्यर्च्चन महं करिष्ये ॥

એટલું ભણીને પાણી તરભાણામાં છોડી દેવું. ફેર પાણી જમણા હાથમાં લેઇને નીચેપ્રમાણે ભણવું.

तदंग भूतं दिग्रक्षणं कलशाराधनं शंख घण्टिका पूजनं च करिष्ये ॥

એવી રીતે ભણીને પાણી છોડી દેવું. પછી પાછળ લખેલા ભૂત પ્રેત પિશાચાદિ મંત્રવડે કરીને ભૂમિ પ્રો- ક્ષણ કરવી. પછી ગૌર સર્ષપ અથવા પાણી ડાબા હાથમાં લઇને જમણા હાથ ઉપર ઢાંકીને નીચે પ્રમાણે ભણવું.

अपसर्पन्तु ये भूता ये भूता भूमि संस्थिताः ॥

ये भूता विघ्न कर्त्तार स्ते नश्यन्तु शिवाज्ञया ॥१॥
अप क्रामन्तु भूतानि पिशाचाः सर्वतो दिशं ॥
भूताना मविरोधेन पूजा कर्म समारभेत् ॥२॥

પછી સર્ષવ વા પાણી ચારે દિશાએ ફેરવીને ત્રણ તાલી ઉપર વગાડવી, તથા ડાબો પગ ત્રણ વખત ભોંય-પર ઠોકવો. પછી આપણાથી વામ ભાગપર પાળેલા ચોખા મૂકીને તાંબાનો કલશ ઉપર મૂકવો. પછી તેમાં પાણી ભરીને ઉપર હાથ ઢાંકીને નીચે પ્રમાણે ભણવું.

कलशस्य मुखे विष्णुः कण्ठे रुद्र समाश्रितः ॥
मूले तत्र स्थितो ब्रह्मा मध्ये मातृ गणाः स्मृताः ॥
कुक्षौ तु सागराः सर्वे सप्त द्वीपा वसुन्धरा ॥
ऋग्वेदोऽथ यजुर्वेदो सामवेदो ह्यथर्वणः ॥
अङ्गैश्च सहिताः सर्वे कलशं तु समाश्रिताः ॥
अत्र गायत्री सावित्री शान्तिः पुष्टि करी तथा ॥
आयान्तु देव पूजार्थं दुरित क्षय कारकाः ॥

પછી નીચે પ્રમાણે ભણીને કલશમાં અક્ષત નાંખવા.

वरुणाय नमः आवाहनार्थे अक्षतान्समर्पयामि ॥

પછી કલશમાં ગંધાક્ષત પુષ્પ નાંખવાં.

वरुणाय नमः सर्वोपचारार्थे गन्धाक्षत पुष्पं समर्पयामि॥

પછી કલશ ઉપર ધેનુ મુદ્રા બતાવીને તે કલશના જલવડે બધી પૂજા સામગ્રીને " અપવિત્રઃ પવિત્રો વા. " એ. મંત્રવડે પ્રોક્ષણ કરવી. પછી શંખને દેવતાથી દક્ષિણ ભાગમાં મુકી સ્નાન કરાવવું.

शंखादौ चन्द्र दैवत्यं कुक्षे तु वरुण देवता ।
पृष्ठे प्रजापति श्चैव अग्रे गंगा सरस्वती ॥
त्वं पुरा सागरोत्पन्नो विधृतो विष्णुना करे ।
निर्मितः सर्व देवार्थं पाञ्चजन्य नमोऽस्तुते ॥
शंख देवताभ्यो नमः सर्वोपचारार्थे गंध पुष्पं समर्पयामि ।

પછી શંખમાં પાણી ભરીને પછી દેવતાથી વામ ભાગમાં ઘણ્ટિકા પૂજવી.

घण्टिका देवताभ्यो नमः सर्वोपचारार्थे गंध पुष्पं समर्पयामि ॥

પછી ઘણ્ટિકા વગાડવી.

आगमार्थं तु देवानां गमनार्थं च रक्षसां ।।
कुरु घण्टा रवं तत्र देवता ह्वान लंछनं ॥ १ ॥

પછી મૂલ મંત્રથી ત્રણ આચમન કરીને ત્રણ પ્રાણાયામ કરવા. પછી જમણા હાથમાં પાણી લેવું.

अस्य श्री अष्टाक्षर महा मन्त्रस्य नारद ऋषिः गायत्री

च्छन्दः श्री कृष्ण परमात्मा देवता मम चतुर्विध पुरुषार्थ सिद्ध्यर्थे जपे विनियोगः ॥

હવે ઋષ્યાદિ ન્યાસ કરવા.

नारद ऋषये नमः शिरसि गायत्रीच्छन्दसे नमो मुखे॥ श्री कृष्ण परमात्म देवतायै नमो हृदि ॥ मम चतुर्विध पुरुषार्थ सिद्ध्यर्थे जपे विनियोगाय नमः सर्वांगे ॥

એ પછી કરન્યાસ નીચે પ્રમાણે કરવા.

श्री अंगुष्ठाभ्यां नमः ॥ कृष्ण स्तर्जनीभ्यां नमः ॥ शरणं मध्यमाभ्यां नमः ॥ मम अनामिकाभ्यां नमः ॥ श्री कृष्णः शरणं मम कनिष्ठिकाभ्यां नमः ॥ श्री कृष्णः शरणं मम करतल कर पृष्ठाभ्यां नमः ॥

પછી હૃદયાદિ ન્યાસ કરવા.

श्री हृदयाय नमः ॥ कृष्णः शिरसे नमः ॥ शरणं शिखायै वषट् ॥ मम कवचाय हुं ॥ श्री कृष्णः शरणं मम नेत्र त्रयाय वौषट् ॥ श्री कृष्णः शरणं मम अस्त्राय फट् ॥

પછી નીચે પ્રમાણે ધ્યાન કરવું.

कस्तूरि तिलकं ललाट पटले वक्ष स्थले कौस्तुभं, नासाग्रे वरमौक्तिकं करतले वेणुं करे कंकणं॥ सर्वांगे हरि च-

न्दनं सुललितं कण्ठे च मुक्तावलि, गोप स्त्री परिवेष्टितो वि-
जयते गोपाल चूडामणिः ॥ १ ॥

એ પ્રકારે ધ્યાન કરીને માનસી પૂજા કરવી, પછી બાહ્ય પૂજા નીચે પ્રમાણે કરવી. હાથમાં તુલસી પત્ર લેઇને આવાહન કરવું પણ સ્થાયી મૂર્તિનું ન કરવું.

स्वामिन्सर्व जगन्नाथ यावत्पूजावसानकं ।
तावत्त्वं प्रीति भावेन सुस्थितो भव सर्वदा ॥१॥
श्री कृष्णाय नमः आवाहनार्थे तुलसी पत्रं समर्पयामि ॥

એમ બોલીને તુલસી પત્ર ચઢાવવું. પછી તુલસી પત્રનું આસન નીચેના મંત્રથી આપવું.

सुवर्ण घटितं द्रव्यं नानारत्न समन्वितं ॥
आसनं रुचिरं यच्च गृह्यतां जगदीश्वर ॥
श्री कृष्णाय नमः आसनं समर्पयामि ॥

હવે નીચેના મંત્રથી પાણી ચઢાવવું.

गंगाजलं समानीतं गन्ध द्रव्येण संयुतं ॥
पाद्यं गृहाण देवेश मम सौख्यं विवर्द्धय ॥
श्री कृष्णाय नमः पादयोः पाद्यं समर्पयामि ॥

પછી આચમનીમાં વા અર્ધ્યામાં પાણી લેઇને ગન્ધ પુષ્પ તેમાં નાંખીને અર્ધ્ય આપવો.

व्यक्ताव्यक्त स्वरूपाय हृषीक पतये नमः ॥
मया निवेदितो भक्त्या अर्घोऽयं प्रति गृह्यतां ॥
श्री कृष्णाय नमः हस्तयोः अर्घ्यं समर्पयामि ॥

પછી આચમની ભરીને જળ આપવું.

मन्दाकिन्या स्तु य द्वारि सर्व पापहरं शुभं ॥
तदिदं कल्पितं देव सम्यगाचम्यतां त्वया ॥
श्री कृष्णाय नमः अर्घ्यान्ते आचमनीयं समर्पयामि ॥

પછી પંચામૃતથી સ્નાન કરાવી શુદ્ધોદકથી સ્નાન કરાવવું.

स्नानं पंचामृतै र्देव गृहाण पुरुषोत्तम ॥
अनाथ नाथ सर्वज्ञ गीर्वाण प्रणति प्रिय ॥
श्री कृष्णाय नमः पंचामृत स्नानान्ते शुद्धोदक स्नानं समर्पयामि ॥

પછી ગંધ તુલસી ચઢાવવાં.

श्री कृष्णाय नमः सर्वोपचारार्थे गंधं तुलसी पत्रं च सर्पयामि ॥

પછી નિર્માલ્ય ઈશાનકોણમાં ફેંકીને દેવની ઉપર નીચેના મંત્રોથી જલની ધારા કરવી.

सुरा स्त्वा मभिषिञ्चन्तु ब्रह्म विष्णु महेश्वराः ॥
वासुदेवो जगन्नाथ स्तथा संकर्षणो विभुः ॥ १ ॥
प्रद्युम्नश्चानिरुद्धश्च भवन्तु विजयाय ते ॥
आखंडलोऽग्नि र्भगवान् यमो वै नैर्ऋति स्तथा ॥ २ ॥
वरुणः पवन श्चैव धनाध्यक्ष स्तथा शिवः ॥
ब्रह्मणा सहिताः सर्वे दिक्पालाः पान्तु ते सदा ॥३॥
कीर्ति र्लक्ष्मी र्धृतिर्मेधा पुष्टिः श्रद्धा क्रिया मतिः ॥
बुद्धिर्लज्जा वपुः शान्तिः कान्ति स्तुष्टि श्च मातरः ॥४॥
एता स्त्वा मभिषिञ्चन्तु राहु केतु पुरस्सराः ॥
देवदानव गन्धर्वा यक्ष राक्षस पन्नगाः ॥ ५ ॥
ऋषयो मुनयो गावो देव मातर एव च ॥
देव पत्न्यो द्रुमा नागा दैत्या श्चाप्सरसां गणाः ॥ ६ ॥
अस्त्राणि सर्व शस्त्राणि राजानो वाहनानि च ॥
औषधानि च रत्नानि कालस्या वयवाश्चये ॥ ७ ॥
सरितः सागराः शैला स्तीर्थानि जल दानदाः ॥
एते त्वा मभिषिञ्चन्तु सर्व कामार्थ सिद्धये ॥ ८ ॥

श्री कृष्णाय सांगाय सपरिवाराय सायुधाय सशक्तिकाय नमः अभिषेक स्नानं समर्पयामि ॥ ३ ॥

પછી શુદ્ધ પાણીથી સ્નાન કરાવવું.

गंगा सरस्वती रेवा पयोष्णी यमुना जलैः ॥
स्नापितोऽसि मया देव तथा शान्तिं कुरुष्व मे ॥

श्री कृष्णाय नमः अभिषेक स्नानान्ते शुद्धोदक स्नानं समर्पयामि ॥

પછી વસ્ત્ર પેહેરાવવું. નહિં તો વસ્ત્રના અભાવમાં તુલસીદલ ચઢાવવું.

सूक्ष्माण्यतीव शुभ्राणि वस्त्राणि विविधानि च ॥
सर्व वर्ण प्रदो देव वाससी प्रति गृह्यतां ॥

श्री कृष्णाय नमः वस्त्रं समर्पयामि ॥ ( वस्त्राभावे तुलसी पत्रं समर्पयामि ) ॥

પછી આચમની ભરી પાણી આપીને યજ્ઞોપવીત ચઢાવવું.

ब्रह्म विष्णु महेशेन निर्मितं ब्रह्म सूत्रकं ॥
यज्ञोपवीत दानेन प्रीयतां कमलापतिः ॥

श्री कृष्णाय नमः यज्ञोपवीतं समर्पयामि ॥

પછી આચમની ભર પાણી આપીને ચંદન ચઢાવવું.

श्रीखंडं चन्दनं दिव्यं गन्धाढ्यं सुमनोहरं ॥
विलेपनं सुर श्रेष्ठ चन्दनं प्रति गृह्यतां ॥
श्री कृष्णाय नमः गन्धं समर्पयामि ॥

પછી તુલસીપત્ર તથા પુષ્પ ચઢાવવાં.

पत्रं पुष्पं फलं तोयं रत्नानि विविधानि च ॥
गृहाण त्वं मया दत्तं देहि मे वांछितं फलं ॥
श्री कृष्णाय नमः पत्रं पुष्पं च समर्पयामि ॥

પછી અનુકૂલ હોય તો અબીલ ગુલાલ ચઢાવીને ધૂપ કરવો.

वनस्पति रसोद्भूतो गन्धाढ्यो गन्ध उत्तमः ॥
आघ्रेयः सर्व देवानां धूपोऽयं प्रति गृह्यतां ॥
श्री कृष्णाय नमः धूपमाघ्रापयामि ॥

પછી દીપ પ્રદીપ્ત કરવો. દીપને ગંધાક્ષત પુષ્પ ચઢાવીને હાથમાં પાણી લઇને નીચેનો મંત્ર ભણવો.

साज्यं च वर्त्ति संयुक्तं वह्निना योजितं मया ॥
दीपं गृहाण देवेश त्रैलोक्ये तिमिरापह ॥
श्री कृष्णाय नमः घृत दीपं समर्पयामि ॥

પછી પાત્રમાં નૈવેદ્ય મૂકવું, ને અગ્ર ભાગમાં તુલસીદલ મૂકીને ગાયત્રીથી પ્રોક્ષણ કરવું ને તેની ઉપર ધેનુ મુદ્રા બતાવવી પછી હાથમાં પાણી લેવું.

शर्करा खण्ड खाद्यानि दधि फल युतानि च ॥
आहारं भक्ष्य भोज्यं च नैवेद्यं प्रति गृह्यतां ॥

श्री कृष्णाय नमः नैवेद्यं समर्पयामि ॥

પછી નીચેના મંત્રોથી ગ્રાસ મુદ્રા બતાવવી.

प्राणाय नमः ॥१॥ अपानाय नमः ॥२॥ व्यानाय नमः ॥३॥ उदानाय ममः ॥४॥ समानाय नमः ॥५॥

પછી આચમની ભરીને પાણી આપવું.

मध्ये पानीयं समर्पयामि ॥

પછી પૂર્વવત્ પ્રાણાદિ પંચ મુદ્રા બતાવીને આચમની ભરીને પાણી આપવું.

उत्तरा पोशनं हस्त प्रक्षालनं मुख प्रक्षालनं समर्पयामि॥

પછી તાંબુલ, દક્ષિણા, નીચેના મંત્રોથી મૂકવી.

लवंग कर्पूर युतं तांबूलं सुर पूजितं ॥
प्रीत्त्या गृहाण देवेश मम सौख्यं विवर्द्धय ॥
हिरण्यगर्भ गर्भस्थं हेमबीजं विभावसोः ॥
अनन्त पुण्य फलद मतः शान्ति प्रयच्छ मे ॥
श्री कृष्णाय नमः सतांबूल दक्षिणां समर्पयामि ॥

પછી પ્રદક્ષિણા કરવી.

यानि कानिच पापानि जन्मान्तर कृतानि च ॥
तानि तानि विनश्यन्ति प्रदक्षिण पदे पदे ॥

श्री कृष्णाय नमः प्रदक्षिणां समर्पयामि ॥

પછી પુષ્પ લઈને ઉભા રેહેવું.

लक्ष्मी कलत्रं शत पत्र नेत्रं पूर्णेन्दु वक्त्रं पुरुहूत मित्रं ॥
कारुण्य पात्रं कमनीय गात्रं वन्दे पवित्रं वसुदेव पुत्रं ॥१॥
नमस्ते वासुदेवाय शुद्ध बुद्ध स्वरूपिणे ॥
हिरण्य रेतसे तुभ्यं प्राधान्यं व्यक्ति रूपिणं ॥२॥

श्री कृष्णाय नमः मंत्र पुष्पाञ्जलिं समर्पयामि ॥

પછી નમસ્કાર કરવા.

नमो ब्रह्मण्य देवाय गो ब्राह्मण हिताय च ॥
जगद्धिताय कृष्णाय गोविन्दाय नमो नमः ॥

પછી હાથમાં પાણી લઈને પૂજા અર્પણ કરવી.

अनेन षोडशोपचार पूजाख्येन कर्मणा भगवान् श्री कृष्णः प्रीयतां न मम ॥ श्री कृष्णार्पणमस्तु ॥

ઇતિ પૂજા વિધિઃ સમાપ્તઃ

---

## અથ નિત્ય દાન સંકલ્પઃ

પ્રથમ બ્રાહ્મણને પાટલાપર બેસાડીને પૂજન કરવું.

आवाहनार्घ्यं स्थाने संकल्पः ॥

એમ બોલીને બ્રાહ્મણના હાથમાં પાણી આપવું.

પછી બ્રાહ્મણ બોલે કે ॥ **अस्तु संकल्प सिद्धिः** ॥ યજમાનઃ **गंधाःपान्तु** ॥ બ્રાહ્મણઃ **सौमांगल्यं चास्तु** ॥ યજમાનઃ **अक्षताः पान्तु** ॥ બ્રાહ્મણઃ **आयुष्य मस्तु** ॥ યજમાનઃ **पुष्पाणि पान्तु** ॥ બ્રાહ્મણઃ **सौश्रिय मस्तु** ॥ યજમાનઃ **तांबूलानि पान्तु** ॥ બ્રાહ્મણઃ **ऐश्वर्यं मस्तु** ॥ યજમાનઃ **दक्षिणाःपान्तु** ॥ બ્રાહ્મણઃ **बहुधेयं चास्तु** પછી બ્રાહ્મણના હાથમાં પાણી આપવું. યજમાનઃ **सकलाराधने स्वर्चित मस्तु** ॥ બ્રાહ્મણઃ **अस्त्वर्चितं** ॥ પછી નમસ્કાર કરવા.

नमोऽस्त्वनन्ताय सहस्र मूर्त्तये सहस्र पादाक्षि शिरो रु बाहवे ॥ सहस्र नाम्ने पुरुषाय शाश्वते सहस्र कोटी युग धारिणे नमः ॥

પછી હાથમાં પાણી લઈને અદ્યશ્રી બ્રાહ્મણો ત્યાંથી પ્રારંભ કરીને પુરાણોક્ત ફલ પ્રાપ્ત્યર્થં પર્યંત ભણીને નીચે પ્રમાણે ભણવું.

विप्राय वेद विदुषे श्रोत्रियाय कुटुम्बिने ॥ नरकोत्तारणार्थाय अच्युतः प्रीयता मिति ॥ इदं नित्य दान ममुक शर्मणे ब्राह्मणाय विष्णु रूपाय तुभ्य महं संप्रददे ॥

પછી બ્રાહ્મણ બોલે કે પાત્ર વર્જિતં સ્વસ્તિ ॥ પછી હાથમાં પાણી લઈને છોડવું.

अनेन नित्य दानाख्येन कर्मणा भगवान् वासुदेवः प्रीयतां न मम ॥ श्रीकृष्णार्पणमस्तु ॥

ઇતિ નિત્ય દાનમ્.

## અથ મધ્યાહ્ન સંધ્યા પ્રારભઃ ॥

આ મધ્યાહ્ન સંધ્યા બધી પ્રાતઃસંધ્યા પ્રમાણે જાણવી. આગળના સંકલ્પમાં તથા પાછળના અર્પણ માત્રમાં ફેર છે તે નીચે પ્રમાણે જાણવો.

मम समस्त दुरित निवृत्त्यर्थं मध्याह्न संध्योपासन महं करिष्ये ॥

॥ ઇતિ સંકલ્પઃ ॥

---

## અથાર્પણમ્.

अनेन मध्याह्न संध्यांग भूत यथाशक्ति गायत्री जप कृतेन श्री गोपीजन वल्लभ स्वरूपी सूर्य नारायणः प्रीयतां न मम ॥ श्री कृष्णार्पणमस्तु ॥

ઇતિ મધ્યાહ્ન સંધ્યા.

---

## અથ સપ્તશ્લોકી ગીતા પ્રારંભઃ ॥

ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मा मनु स्मरन् ॥
यः प्रयाति त्यजं देहं स याति परमांगतिं ॥ १ ॥

स्थाने हृषीकेश तव प्रकीर्त्त्या जगत्प्रहृष्यत्त्यनु रज्य ते च ॥ रक्षांसि भीतानि दिशो द्रवन्ति सर्वे नमस्यन्ति च सि-

द्ध संघाः ॥ २ ॥ सर्वतः पाणि पादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ॥ सर्वतः श्रुतिमल्लोके सर्व मावृत्य तिष्ठति ॥ ३ ॥ कविं पुराण मनुशासितार मणो रणीयांस मनु स्मरेद्यः ॥ सर्वस्य धातार मचिन्त्य रूप मादित्य वर्णं तमसः परस्तात् ॥ ४ ॥ ऊर्ध्व मूल मधः शाख मश्वत्थं प्राहुर व्ययम् ॥ छन्दांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥ ५ ॥ सर्वस्य चाहं हृदि सन्निविष्टो मत्तः स्मृति र्ज्ञान मपोहनं च ॥ वेदैश्च सर्वै रह मेव वेद्यो वेदान्त कृद्वेद विदेव चाहम् ॥ ६ ॥ मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ॥ मामे वैष्यसि युक्तै व मात्मानं मत्परायणः ॥ ७ ॥ इति श्री मद्भगवद्गीता सूपनिषत्सु ब्रह्म विद्यायां योगशास्त्रे श्री कृष्णार्जुन संवादे सप्तश्लोकी गीता समाप्ता ॥ श्री कृष्णार्पणमस्तु ॥

---

## અથ તર્પણ પ્રયોગઃ

પ્રથમ આચમન તથા પ્રાણાયામ પૂર્વવત્ કરવું. પછી હાથમાં પાણી લઈને સંકલ્પ કરવો.

अद्ये त्यादि० ॥ पुराणोक्त फल प्राप्त्यर्थं श्री परमेश्वर प्रीत्यर्थं च देवमनुष्य पितृ तर्पण महं करिष्ये ॥

પછી જવનો દાણો હાથમાં લઈને ભણવું.

देव मनुष्य पितॄणां तर्पणे आवाहयिष्ये ॥

પછી દર્ભ જવની સાથ લઈને દેવતીર્થથી પાણી છોડવું.

तीर्थ राजाय नमः ॥ मोदाय नमः ॥ प्रमोदाय नमः ॥ सुमुखाय नमः ॥ दुर्मुखाय नमः ॥ अविघ्नाय नमः ॥ विघ्न हर्त्रे नमः ॥ आदित्याय नमः ॥ सोमाय नमः ॥ भौमाय नमः ॥ बुधाय नमः ॥ बृहस्पतये नमः ॥ शुक्राय नमः ॥ शनिश्चराय नमः ॥ राहवे नमः ॥ केतवे नमः ॥ विष्णवे नमः ॥ ब्रह्मणे नमः ॥ रुद्राय नमः ॥ इन्द्राय नमः ॥ जातवेदसे नमः ॥ यमाय नमः ॥ नैर्ऋतये नमः ॥ वरुणाय नमः ॥ वायवे नमः ॥ सोमाय नमः ॥ ईशानाय नमः ॥ ब्रह्मणे नमः ॥ अनन्ताय नमः ॥ पृथिव्यै नमः ॥ सागरेभ्यो नमः ॥ तारकेभ्यो नमः ॥ पवनाय नमः ॥ आकाशाय नमः ॥ सर्वेभ्यो भूतेभ्यो नमः ॥

પછી જનોઇને કંઠય કરીને ઉત્તરાગ્ર દર્ભ રાખીને મનુષ્ય તીર્થથી તર્પણ કરવું.

सनकाय नमः २ सनन्दनाय नमः ॥ २ सनातनाय नमः ॥ २ कपिलाय नमः ॥ २ आसुरये नमः ॥ २ वोढवे नमः ॥ पंच शिखाय नमः ॥ २ ॥

પછી અપસવ્ય કરીને તલના દાણા હાથમાં રાખીને તથા દર્ભને બેવડા કરીને પિતૃ તીર્થથી તર્પણ કરવું.

कव्यवाड नलाय नमः ३ सोमाय नमः ३ यमाय नमः ३ ॥ अर्यम्णे नमः ३ ॥ अग्निष्वात्ता पितृभ्यो नमः ३ ॥ आज्यपा पितृभ्यो नमः ३ ॥ बर्हिषदः पितृभ्यो नमः ३ ॥ यमाय नमः ३ ॥ धर्मराजाय नमः ३ ॥ मृत्यवे नमः ३ ॥ अन्तकाय नमः ॥ ३ वैवस्वताय नमः ३ कालाय नमः ३ ॥ सर्व भूत क्षयाय नमः ३ ॥ औदुंबराय नमः ३ ॥ दध्नाय नमः ३ ॥ नीलाय नमः ३ ॥ परमेष्ठिने नमः ३ ॥ वृकोदराय नमः ३ ॥ चित्राय नमः ३ ॥ चित्र गुप्ताय नमः ॥ ३ ॥ काश्यपम् गोत्राय पित्रे तिलोदकं नमः ३ ॥

આ ગોત્રાચ્ચાર બધે એવીજ રીતે કરવો.

पिता महाय तिलोदकं नमः ३ ॥ प्रपिता महाय तिलोदकं नमः ३ ॥ मात्रे तिलोदकं नमः ॥ ३ पितामह्यै तिलोदकं नमः ॥ ३ प्रपिता मह्यै तिलोदकं नमः ३ ॥ सापत्न मात्रे तिलोदकं नमः ३ ॥ मातामहाय तिलोदकं नमः ३ ॥ प्रमाता महाय तिलोदकं नमः ३ ॥ वृद्ध प्रमाता महाय तिलोदक नमः ३ ॥ मातामह्यै तिलोदकं नमः ३ ॥ प्रमाता

मह्यै तिलोदकं नमः २ ॥ वृद्ध प्रमाता मह्यै तिलोदकं नमः २ ॥ पत्न्यै तिलोदकं नमः २ ॥ स्व सुताय तिलोदकं नमः २ ॥ स्व सुतायै तिलोदकं नमः २ ॥ सपत्नीकाय पितृ व्याय तिलोदकं नमः २ ॥ सपत्नीकाय मातुलाय तिलोदकं नमः २ ॥ सपत्नीकाय भ्रात्रे तिलोदकं नमः २ ॥ सपुत्रायै सधवायै पितृ भगीन्यै तिलोदकं नमः २ ॥ सपुत्रायै सधवायै मातृ भगीन्यै तिलोदकं नमः २ ॥ स पुत्रायै सधवायै आत्म भगीन्यै तिलोदकं नमः २ ॥ श्वसुराय तिलोदकं नमः २ ॥ गुरवे तिलोदकं नमः २ ॥ मित्राय तिलोदकं नमः २ ॥

પછી પાણીની ધારા કરવી.

पितृ वंशे मृतायेच मातृ वंशे तथैवच ॥ गुरु श्वसुर बंधूनां येचान्ये बान्धवाः स्मृताः ॥ ये मेकुले लुप्तजलाः पुत्र दार विवर्जिताः ॥ क्रिया लोप गता येच जात्यन्धाः पङ्गवस्तथा ॥ विरूपा आम गर्भाश्च ज्ञाता ज्ञाताः कुले मम ॥ तेभ्यो जलं मया दत्त मक्षय्य मुपतिष्ठतु ॥

પછી દર્ભનો ત્યાગ કરીને વસ્ત્રનો છેડો નીચોવવો.

ये चास्माकं कुले जाता अपुत्रा गोत्रिणो मृताः ॥

ते गृह्णन्तु मयादत्तं वस्त्रनिष्पीडनोदकं ॥

પછી સવ્ય કરીને બે આચમન કરીને નીચેના મંત્રોથી અર્ઘ આપવા.

जपा कुसुम संकाशं काश्यपेयं महाद्युतिं ॥
तमोरिं सर्व पापघ्नं प्रणतोऽस्मि दिवाकरम् ॥
श्री सूर्याय एषतेऽर्घः ॥ १ ॥
दधि शंख तुषाराभं क्षीरो दार्णव संनिभं ॥
नमामि शशिनं सोमं शंभोर्मुकुट भूषणम् ॥
श्री सोमाय एषतेऽर्घः ॥ २ ॥
धरणी गर्भ संभूतं विद्युत्काञ्चन संनिभं ॥
कुमारं शक्ति हस्तं च मंगलं प्रणमाम्यहम् ॥
श्री भौमाय एषतेऽर्घः ॥ ३ ॥
प्रियंगु कलिका श्यामं रूपेणा प्रतिमं बुधम् ॥
सौम्यं सौम्य गुणो पेतं तं बुधं प्रणमाम्यहं ॥
श्री बुधाय एषतेऽर्घः ॥ ४ ॥
देवानां चऋषीणां च गुरुं कांञ्चन सन्निभं ॥
बुद्धि भूतं त्रिलोकेशं तन्नमामि बृहस्पतिम् ॥
श्री गुरवे एषतेऽर्घः ॥ ५ ॥
हिमकुन्द मृणालाभं दैत्यानां परमं गुरुम् ॥
सर्व शास्त्र प्रवक्तारं भार्गवं प्रणमाम्यहम् ॥
श्री शुक्राय एषतेऽर्घः ॥ ६ ॥
नीलाञ्जन समाभासं रवि पुत्रं यमाग्रजम् ॥

छाया मार्त्तण्ड संभूतं तन्नमामि शनिश्चरम् ॥
श्री शनिश्चराय एषतेऽर्घः ॥ ७ ॥
अर्धकायं महा वीर्यं चंद्रा दित्य विमर्द्दनम् ॥
सिंहिका गर्भ संभूतं तं राहुं प्रणमा म्यहम् ॥
श्री राहवे एषतेऽर्घः ॥ ८ ॥
पलाश पुष्प संकाशं तारका ग्रह मस्तकम् ॥
रौद्रं रौद्रात्मकं घोरं तं केतुं प्रणमाम्यहम् ॥
श्री केतवे एषतेऽर्घः ॥ ९ ॥

પછી પાણીમાં વિષ્ણુની પૂજા કરવી.

विष्णवे नमः आवाहनं समर्पयामि ॥ विष्णवे नमः आसनं समर्पयामि ॥ विष्ण० पाद्यं समर्प० ॥ विष्ण० अर्घ्यं स० ॥ वि० आचमनीयं स० ॥ विष्ण० स्नानं समर्पयामि ॥ विष्ण० वस्त्रं स० ॥ वि० यज्ञोपवीतं समर्पयामि ॥ विष्णवे नमः गंधं समर्पयामि ॥ वि० पुष्पं सम० ॥ विष्ण० धूपं स० ॥ वि० दीपं स० ॥ वि० नैवेद्यं स० ॥ वि० नमस्कारं स० ॥ वि० प्रदक्षिणां स० ॥ विष्णवे नमः मंत्र पुष्पं समर्पयामि ॥

પછી પાણી હાથમાં લઇને અર્પણ કરવું.

अनेन तर्पणाख्येन कर्मणा श्री भगवान् जनार्दनः प्रीयतां न मम ॥ श्री कृष्णार्पणमस्तु ॥

ઇતિ તર્પણ પ્રયોગઃ

## અથ વૈશ્વદેવસ્ય પ્રારંભઃ

પ્રથમ આચમન કરીને શિખા બાંધીને પ્રાણાયામ કરવું. પછી હાથમાં પાણી લઇને સંકલ્પ કરવો.

अद्येत्यादि० शुभ पुण्य तिथौ मम गृहे पञ्च सूना जनित दोष परिहार द्वारा श्री परमेश्वर प्रीत्यर्थे वैश्व देवाख्यं कर्म करिष्ये ॥

એ પ્રમાણે સંકલ્પ કરીને પછી તાંબાનો કુંડ હોય તેને ધોઈને નીચે પાણીથી ગોલ મંડલ કરીને તેની ઉપર કુંડ મૂકવો. પછી તેમાં નિર્ધૂમ અગ્નિનું સ્થાપન કરીને અગ્નિ પ્રજવાલન કરીને નીચે પ્રમાણે ધ્યાન કરવું.

सप्त हस्त स्त्रिपादश्च चतुःशृंगो द्विशीर्षकः ॥
द्विनासिकः षडक्षश्च सप्त जिह्वा समन्वितः ॥ १ ॥
मुखं यः सर्व देवानां हव्य भुक् कव्य भुक् तथा ॥
पितॄणां च नम स्तस्मै विष्णवे पावकात्मने ॥ २ ॥

अरणी मातः वरुण पितः शाण्डिल्य गोत्र मेषध्वज वैश्वानर मम सन्मुखो वरदो भव ॥

પછી કુંડની ચારે તરફ પાણીનું મંડલ ત્રણ વખત કરવું. તથા ઇશાન કોણાથી ઈશાન કોણા સુધી પાણી ત્રણ વખત ફેરવીને પછી અગ્નિનું પૂજન કરવું.

पावक नाम्ने अग्नये नमः सर्वोपचारार्थे गंधाक्षत पुष्पं समर्पयामि ॥

પછી નમસ્કાર કરવા. अग्नये नमो नमः પછી આમળા જેટલી આહુતી ભાત ને ઘીની આપવી, અથવા રોટલી ઘઉંની પણ તેલ મીઠાનો સંસ્કાર રહિત હોય તેની નીચે પ્રમાણે આપવી.

केशवाय नमः ॥ १ ॥ नारायणाय नमः ॥ २ ॥ माधवाय नमः ॥ ३ ॥ गोविन्दाय नमः ॥ ४ ॥ विष्णवे नमः ॥ ५ ॥ मधुसूदनाय नमः ॥ ६ ॥ त्रिविक्रमाय नमः ॥ ७ ॥ वामनाय नमः ॥ ८ ॥ श्रीधराय नमः ॥ ९ ॥ हृषीकेशाय नमः ॥१०॥ पद्मनाभाय नमः ॥११॥ दामोदराय नमः १२

પૂર્વવત્ પરી સમૂહન તથા પર્યુક્ષણ કરવું. પછી કુંડની પશ્ચિમ બાજુમાં પાણીનું ગોલ મંડલ કરી નીચે પ્રમાણે બલીઓ મૂકવા. ॥ તે અન્નના ત્રણ વિભાગ કરવા તેમાંથી પહેલો વિભાગ લેવો.

प्रथम विभाग विष्णवादि देवेभ्यो नमः ॥ १ ॥

પછી જનોઇ માલવત્ કરીને મધ્યમ વિભાગ આપવો.

मध्यम विभाग सनकादि मनुष्येभ्यो नमः ॥

પછી જનોઇને અપસવ્ય કરીને છેલ્લો વિભાગ લેવો.

काश्यपस्र गोत्राः पितृ पितामह प्रपिता महाः ॥ मातृ पिता मही प्रपिता महाः ॥ मातामह प्रमाता मह वृद्ध प्रमाता महाः सपत्नीकाः इदमन्नं यथा यथा विभागं वो नमः १ ॥

મધ્યમ વિભાગ મનુષ્ય તીર્થથી તથા છેલ્લો વિભાગ પિતૃતીર્થથી મૂકવો. ॥ પછી અનુકૂલ હોય તો અતિથિને (આપણું જે કોઇ ભોજન કરતો હોય એવો ગોસઇ વા પરમ હંસને) ભીક્ષા કરાવવી. ॥ પછી ગાયનો વિભાગ નીચેનો મંત્ર બોલી મૂકવો.

सुरभि वैष्णवी माता नित्यं विष्णु पदे स्थिता ॥ गो ग्रासं तु मया प्रदत्तं सुरभिः प्रति गृह्यताम् ॥ इद मन्नं गोभ्यो न मम ॥ १ ॥

પછી શ્વાન ગ્રાસ નીચેનો મંત્ર બોલી મૂકવો. ॥

द्वौ श्वानौ श्याम शबलौ ववस्वत कुलोद्भवौ ॥
ताभ्या मन्नं प्रदास्यामि रक्षेतां पथि मां सदा ॥
इद मन्नं श्वभ्यां न मम ॥ २ ॥

પછી નીચેનો મંત્ર બોલી વાયસ બલી ભૂમિપર મૂકવી.

यमोऽसि यम दुतोऽसि वायसोऽसि महा बल ॥
अहो रात्र कृतं पापं बलिं भक्षतु वायसः ॥
इद मन्नं वायसेभ्यो न मम ॥ ३ ॥

પછી દેવતાદિઓની બલિ એક ભૂમિપર નીચેના મંત્રથી મૂકવી.

देवा मनुष्याः पशवो वयांसि सिद्धाश्च यक्षो रग दैत्य संघाः ॥ प्रेताः पिशाचा स्तरवः समस्ता मिष्टान्न मिच्छन्ति

मया प्रदत्तम् ॥ इद मन्नं देवादिभ्यो न मम ॥ ४ ॥

પછી પિપીલિકા (કીડી) આદિની બલી નીચેનો મંત્ર ભણી ભૂમિપર મૂકવી.

पिपीलिका कीट पतङ्गकाद्या बुभुक्षिताः कर्म नियोग बद्धाः ॥ प्रयान्तु ते तृप्ति मिदं मयान्नं तेभ्योऽत्र सृष्टं सुखिनो भवन्तु ॥ इद मन्नं पिपीलिकादि कीट पतङ्गकेभ्यो न मम ॥

વાયસ શ્વાન પિપીલકાદીની બલી બહાર નાખીને હસ્ત મુખ પ્રક્ષાલન તથા પાદપ્રક્ષાલન કરવાં. તથા નેત્રોએ તથા કાંનોએ જલનો સ્પર્શ કરીને નીચેના મંત્રોથી અગ્નિનું વિસર્જન અક્ષત નાખીને કરવું.

गच्छ गच्छ सुर श्रेष्ठ स्वस्थाने परमेश्वर ॥
यत्र ब्रह्मादयो देवा स्तत्र गच्छ हुताशन ॥ १ ॥
गच्छ त्वं भगवा नग्निः स्वस्थानं कुण्ड मध्यतः ॥
हव्य मादाय देवेभ्यः शीघ्रं देहि प्रसीद मे ॥ २ ॥

એવી રીતે બોલીને અક્ષત નાખવા, પછી નીચે પ્રમાણે અર્પણ કર્મ કરવું.

अनेन वैश्व देवाख्येन कर्मणा भगवान् यज्ञ नारायणः प्रीयतां न मम ॥ श्री कृष्णार्पणमस्तु ॥

પછી પ્રાર્થના નીચે પ્રમાણે કરવી.

यस्य स्मृत्या च नामोक्त्या तपो यज्ञ क्रियादिषु ॥ न्यूनं

संपूर्णतां याति सद्यो वन्दे तम च्युतम् ॥ १ ॥ काये न वाचामनसेन्द्रियै र्वा बुद्धयात्मना वा मकृति स्व भावात् ॥ करोमि यद्य त्सकलं परस्मै नारायणायेति समर्पयामि ॥ २ ॥ विष्णवे नमः ३ ॥

ઇતિ વૈશ્વદેવ પ્રયોગ.

---

## અથ ભોજન વિધિ.

જો તે દીવસે બ્રાહ્મણ ભોજન કરાવવું હોય તો તેનો પ્રથમ સંકલ્પ કરવો.

अद्येत्यादि० शुभ पुण्य तिथौ ममात्मनः पुराणोक्त फल माप्त्यर्थ श्री अमुक देवता प्रीत्यर्थ च. एको विष्णु र्महद्भूतं पृथग्भूतान्यनेकशः ॥ त्रींल्लोकान् व्याप्य भूतात्मा भुंक्ते विश्व भुगव्ययः ॥ १ ॥ हरिर्दाता हरिर्भोक्ता हरि रन्नं प्रजापतिः ॥ हरिर्विप्र शरीरस्तु भुङ्क्ते भोजय ते हरिः ॥ २ ॥ अनेन ब्राह्मण भोजनेन श्री महा विष्णुः प्रीयतां न मम ॥ श्री कृष्णार्पणमस्तु ॥

જો પિતૃનું બ્રાહ્મણભોજન હોય તો નીચે પ્રમાણે બોલવું.

पितृ स्वरूपी जनार्दनः प्रीयतां न मम ॥

ને દેવીના હોય તો નીચે પ્રમાણે ભણવું.

महाकाली महा लक्ष्मी महा सरस्वती देवताः प्रीयतां न मम ॥

ઇત્યાદિ કલ્પના કરવી.

ઇતિ બ્રાહ્મણ ભોજન વિધિ.

---

## અથ સ્વભોજન પ્રયોગ.

પ્રથમ પાણીનું ગોલ મંડલ કરીને તેની ઉપર કાંસાનું અથવા પિત્તલનું અથવા પતરાળી સ્થાપન કરવી. આપણે પાટલો નાખીને પૂર્વાભિમુખે અથવા દક્ષિણાભિમુખે અથવા પશ્ચિમાભિમુખે બેસવું. પાત્રમાં પ્રથમ મીઠું તથા ચટણી પાત્રના ઉપરના ભાગમાં તથા પીરસનારના જમણા હાથ તરફ પીરસવી. પછી પાત્રના ઉપરના ભાગમાં શાક તથા ભાજી પીરસવાં. પાત્રના મધ્ય ભાગમાં ભાત તથા ભાતની પાર્શ્વમાં પીરસનારના જમણા હાથ તરફ રોટલી વા પકવાન્ન પીરસવું, ને બીજી પાર્શ્વમાં ઘીની વાડકી તથા દુધનો વાડકો મૂકવો. પાત્રથી નીચે પીરસનારના ડાબા હાથ તરફ દાલ, કઢી ઇત્યાદિ પીરસવાં. મીઠું, દાલ, ઘી, તેલ, મધ ઇત્યાદિ લેહ્ય તથા પાન કરવાની વસ્તુ હાથોહાથ લેવી નહિ.

પાત્ર પીરસાયા પછી દેવનું ચરણામૃત નીચેના મંત્રથી લેવું.

अकाल मृत्यु हरणं सर्व व्याधि विनाशनं ॥
विष्णु पादोदकं तीर्थं जठरे धारया म्यहम् ॥ १ ॥

પછી ગાયત્રીમંત્રથી અન્નને પ્રોક્ષણ કરવું ને તેની ઉપર ધેનુ મુદ્રા બતાવવી. પછી હાથમાં પાણી લઇને નીચેનો મંત્ર ભણવો.

नैवेद्यं गृह्यतां देव भक्तिं मे ह्यचलां कुरु ॥
ईप्सितं मे वरं देहि परत्र सुख माप्नुहि ॥ १ ॥
श्री गोपाल कृष्णाय नमः नैवेद्यं समर्पयामि ॥

પછી પાંચ ગ્રાસમુદ્રા બતાવવી.

प्राणाय नमः ॥ १ ॥ अपानाय नमः ॥ २ ॥ व्यानाय नमः ॥ ३ ॥ उदानाय नमः ॥ ४ ॥ समानाय नमः ॥ ५ ॥

પછી પાણી છોડવું.

नैवेद्यान्ते आचमनीयं हस्त प्रक्षालनं मुख प्रक्षालनं समर्पयामि ॥

પછી પાત્રની ચારે તરફ પ્રદક્ષિણા ક્રમથી પાણી ફેરવવું.

नमो भगवते वासुदेवाय ॥

પછી ભાતની વા રોટલીની ત્રણ બલી પૂર્વાગ્ર વા ઉત્તરાગ્ર મૂકવી.

चित्राय नमः ॥ १ ॥ चित्र गुप्ताय नमः ॥ २ ॥ दिवाचराय नमः ॥ ३ ॥

પછી બલીની ઉપર પાણી મૂકીને આચમનનું પાણી લેવું.

**अन्नं ब्रह्म रसो विष्णु र्भोक्ता देवो महेश्वरः ॥**
**एवं ज्ञात्वा तु यो भुङ्क्ते सोऽन्न दोषै र्न लिप्यते ॥१॥**

આચમન કરીને પછી પાંચ ગ્રાસ નીચેના મંત્રોથી ભાત તથા ઘીનાજ લેવા.

**प्राणाय नमः ॥ १ ॥ अपानाय नमः ॥ २ ॥ व्यानाय नमः ॥ ३ ॥ उदानाय नमः ॥ ४ ॥ समानाय नमः ॥ ५ ।**

પછી ડાબા હાથથી જમણા હાથના કાંડાપર પાણી મૂકીને અનામીકાથી તથા મધ્યમાથી આંખોએ તથા કાંનોએ પાણીનો સ્પર્શ કરવો. શિખાની ગાંઠ છોડવી. તથા જલપાત્ર જમણા હાથપર સ્થાપન કરીને યથારૂચી ભોજન કરવું. તેમાં પેહેલું કોમલ (ભાત) ભોજન કરવું તથા પછી પણ કોમલ ભોજન કરવું. મધ્યમાં પેહેલું મધુર (મોદક) ભોજન, પછી ખારૂં તથા ખાટું, પછી તીખું તથા કડવું (કારેલાં) ભોજન કરવું. યથારૂચી ભોજન કરીને એક ગ્રાસ માત્ર પાત્રમાં રેહેવા દેવું તે બધું એકઠું કરીને ભોજન પાત્રથી વામ ભાગમાં પિતૃ તીર્થથી મૂકીને આચમનનું પાણી લેવું તેમાંથી અર્ધું પીવું ને અર્ધું પેલી ઉચ્છિષ્ટ બલી ઉપર પિતૃતીર્થથી છોડી દેવું પછી બહાર જઇને મુખ પ્રક્ષાલન સારી રીતે કરીને પણ

પણ સારીરીતે ધોવા. પછી શુદ્ધ પાણીથી બે આચમન કરવાં. તથા આંખોએ પાણી છાંટવું. પછી તાંબૂલ ભક્ષણ કરીને શતપદગમન કરવું. તથા વામકુક્ષ શયન કરવું.

ઇતિ ભોજન વિધિ.

---

## અથ જનોઇ પહેરવાની વિધિ.

પ્રથમ આચમન કરીને પ્રાણાયામ કરવું. પછી હાથમાં પાણી લઇને સંકલ્પ કરવો.

**अद्ये सादि० ॥ मम वैश्यत्व सिद्धयर्थं नवीन यज्ञोपवीत धारण महं करिष्ये ॥**

પછી જનોઇને દશ ગાયત્રીથી અભિમંત્રણ કરીને સર્વતીર્થાત્મિકાહ્યાપઃ ॥ એ મંત્ર ત્રણ વખત ભણીને પણ અભિમંત્રણ કરવુ. પછી

**अच्युताय नमः १ अनन्ताय नमः २ गोविन्दाय नमः ३**

એ ત્રણ મંત્રને ત્રણ ત્રણ વખત ભણીને નવ તંતુમાં નવ દેવતાનું સ્થાપન કરીને નીચેના મંત્રથી ગ્રંથિમાં દેવતાઓનું પૂજન કરે.

**ग्रंथि मध्ये विष्णु ब्रह्म रुद्रेभ्यो नमः सर्वोपचारार्थे गंधाक्षत पुष्पं समर्पयामि ॥**

પછી જનોઈ સૂર્યને બતાવીને નીચેના મંત્રથી જનોઇ પેહેરવું,

उपवीतं नवं सूत्रं त्रिगुणं च पवित्रकं ॥
सर्व सत्कर्म सिद्ध्यर्थ मुपवीत महं दधे ॥ १ ॥

પછી જુનું કાઢી નાંખવું.

एता वद्दिन पर्यन्तं वैश्यत्वं धारितं मया ॥
जीर्ण स्वात्वत्परि त्यागो गच्छ सुत्र यथा सुखं ॥ १ ॥

પછી દશ ગાયત્રી જપીને નીચે પ્રમાણે બોલીને અર્પણ કરવું.

अनेन नव यज्ञोपवीत धारणाख्येन कर्मणा भगवान् वासुदेवः प्रीयतां न मम ॥ श्री कृष्णार्पणमस्तु

ઇતિ નવીન યજ્ઞોપવીત ધારણ વિધિ.

---

## અથ સાયં સંધ્યા વિધ.

આ સાયંસંધ્યા બધી પ્રાતઃસંધ્યાવત્ જાણવી. આગળનો તથા પાછળનો સંકલ્પ તથા પ્રાણાયામ પછીનું આચમન એ ત્રણ ફેરફારયુક્ત છે તે નીચે પ્રમાણે જાણવાં.
પ્રથમ સંકલ્પ.

अत्राद्य० मम सकल दुरित निवृत्त्यर्थ सायं संध्यो पासन महं करिष्ये ॥

અથાચમનમ્.॥

अग्नौ वेदमये नित्ये काम क्रोधादि नाशके ॥
जुहोमि दिनजं पापं सत्ये ज्योतिषि निश्चितम् ॥

પાછળનું અર્પણ

अनेन सायं संध्याङ्ग भूत यथा शक्ति गायत्री जप कृतेन श्री गोपीजनवल्लभ स्वरूपी सूर्य नारायणः प्रीयतां न मम ॥ श्री कृष्णार्पणमस्तु ॥

ઇતિ સાયં સંધ્યા વિધિ.

---

## અથ શયન વિધિ.

अगस्ति र्माधव श्चैव मुचुकुन्दो महामुनिः ॥
कपिलो मुनि रास्तीकः पञ्चैते सुख शायिनः ॥ १ ॥
नर्मदायै नमः प्रात र्नर्मदायै नमो निशि ॥
नमोऽस्तु नर्मदे तुभ्यं त्राहिमां विष सर्पतः ॥ २ ॥

---

## આ પુસ્તક મળવાનાં ઠેકાણાં.

ભરૂચ—વેજલપોર પ્રગટ કરનાર પાસેથી.

ભરૂચ—નવાદેરા પાસે માસ્તર મોહનલાલ જગ
જીવન પાસેથી